२५८४

# आपणां कर्तव्य कर्म.

---

આ જગત ક્ષણિક છે, માણસના દેહનો ભરૂસો નથી. પાણીનો પરપોટો પાણીમાંજ થઇ ને સમાય છે, તેમજ આ દેહની સ્થિતિ છે.

આપણે માણસ જેવો ઉત્તમ દેહ પામ્યા, અને તેનું કાંઈ પણ સાર્થક કરવું જોઇએ. એટલે પરોપકાર, અગર તેવું બીજું કાંઈ કાર્ય કરવું જોઇએ કે જેથી આ જગતના માણસને હરેક પ્રકારે સુખ પ્રાપ્ત થાય. પરંપરાથી ધર્મ-શાળા, શિવાલય, કુવા, રસ્તામાં વિસામા, અને વૃક્ષ એ સઘળું માણસના સુખને સારૂં કરેલું આપણા જોવામાં આવે છે. પોતાનું નામ હવે પછીની પ્રજાના જાણવામાં આવે તેટલા સારૂ તેની સાથે જોડે છે.

આ દુનિઆમાં અનેક તરેહના પદાર્થો ભરી મૂકેલા છે. દરેકનો ઉપયોગ કેટલો છે ? એની જ્યારે ગણના કરવા બેસીએ ત્યારે આ નિબંધનું મૂળસ્વરૂપ એક બાજુપર રહેતાં કંટાળો પામવા જેવું થાય; માટે એ વાત બાજુપર મુકી પ્રસંગોપાતે ધ્યાન ખેંચવા ધારૂંછું.

પરંતુ કેટલીક મુદતના લાંબા અનુભવ થકી સ્પષ્ટ જાણવામાં આવ્યું છે, કે દરેક પદાર્થનો કાંઇ પણ સારો ઉપયોગ હોવો જોઈએ. અને તે કાળાંતરે માણસના સમ-જ્યામાં આવશે. પૃથ્વિના મુખ્ય પદાર્થો મધ્યે માણસ એ

મૂળ બીજ રૂપ છે. અને તેનો પણ કાંઈ સારો ઉપયોગ હોવો જોઇએ. સારૂં શિવતાં શીખવું એમાં સોયનો ઉપયોગ છે, લાકડાં કાપવાં એમાં કુહાડાનો ઉપયોગ છે; તૃષા શાંત કરવી એમાં પાણીનો ઉપયોગ છે. ક્ષુધા શાંત કરવી એમાં અન્નનો ઉપયોગ છે. ફળફુલ નિપજાવવાં એમાં વૃક્ષનો ઉપયોગ છે. તેનીજ રીતે સુખ પેદા કરવાને માણસની અંગ મહેનતનો ઉપયોગ છે.

બીજી વસ્તુના ઉપયોગ વડે કરીને કિંચિત વિચાર કરીએ તો એવું લાગે છે કે માણસ પણ બીજાના સુખના વધારાનું કારણ હોવું જોઇએ.

હવે એક બીજાના સુખના વધારાનું કારણીભૂત માણસ છે, એ વિચાર કેમ ઉત્પન્ન થયો ? આ વિચાર નવો નથી. ગમેતો કોઈ ધર્મશાસ્ત્ર અને નિતિશાસ્ત્રનું અવલોકન કરો, અને વિચાર કરશો તો આ બે શાસ્ત્ર પેદા થતાં અવલનો આ વિચાર પેદા થએલો છે. અને આ બે શાસ્ત્રની ઉત્પત્તિનું મુળ કારણ પણ એજ છે. તે એવું કે–

અનુભવ થકી સ્પષ્ટ કળાઇ આવ્યું છે કે, માણસને છેટે છેટે રહેવાથી સુખ થતું નથી, સુખનો ઉપયોગ લેનારને એક બીજાથી હળી મળી રહેવું જોઈએ, અને તેથી કરીને સુખ પ્રાપ્ત થાય, એવી રીતથી ચાલવું, અને થવું એ સ્વતઃ અડચણ ભોગવ્યા સિવાય થતું નથી એટલે તે અડચણ ભોગવવી એ માણસનું કર્તવ્ય કર્મ છે; એના દાખલા કેવળ સાધારણ વ્યવહાર મધ્યે પુષ્કળ છે.–

## દ્રષ્ટાંત. ૧

દ્રવ્યલોભ છોડીને પોતાની પાસેનો પૈસો આવ્યા સિ-વાય ગરિબના ઉપયોગમાં આવતો નથી. ક્રોધ એક બાજુ ઉપર મુકીને અપરાધી ઉપર ક્ષમા થઇ શક્તિ નથી. એ-ટલે એકંદર સારાંશ એ છે જે આપણી મનોવૃત્તિ આ-પણા સ્વાધિન કર્યા સિવાય, અને તેને વારંવાર દમન કર્યા સિવાય, આપણાથી બીજાને સુખ અપાતું નથી. કીંવા બી-જાના ઉપયોગમાં આવતું નથી. અને તે બીજાના ઉપયોગ-માં આણવા સારૂં, ચાર માણસમાં સંપીને રહેવું એ અ-વસ્યનું છે. અને તે સર્વનું તાત્પર્ય માણસનું કર્તવ્ય કર્મ એ મુખ્ય છે. એટલાજ માટે હમેશાં પોતાનું કર્તવ્ય કર્મ કરતા જવું એ તરવારની ધાર પર નાચવા સરખું છે. વા-મન પંડિત પોતાના નિતિ શતકમાં કહે છે કે—

### વસંતતિલકા છંદ.

દે ગુપ્ત દાન ઉપકાર કરી ન બોલે,
માને પ્રમોદ જન કો ઘર મધ્ય આવે;
ધારે ન ગર્વ વિભવે ગુણ લૈ બિજાના,
ખડ્ગાગ્ર તુલ્ય વિષમ વ્રત એ ભલાનાં. ૧॥

આ સિવાય બિજાને ઉપયોગી થઇ પડે, એવાં કથનો પુષ્કળ મળી આવશે. પરંતુ તે પ્રમાણે ચાલી, પોતાનું ક-ર્તવ્ય કર્મ કરવું, એ ઘણું કઠિણ છે. આ વિષયના વિચાર સ્પષ્ટ ઘણા જણાઈ આવે છે. અને તે વ્યવહારિક રીતિએ જોતાં ધ્યાનમાં આણવા જોગ છે.

બીજાનો પૈસો જોઇને લોભ ઉત્પન્ન થાય છે. ગર્વના યોગે કરી બીજાનું અપમાન કરવા ઇચ્છા થાય છે, યૌવન-મદ સમ્પન્ન કોઈ સ્ત્રી નજરે પડતાં કામવાસના ઉદિત થાય છે, આપણું કિંચિત અપમાન થયું કે ઘોર ક્રોધ ઉત્પન્ન થાય છે, એ સર્વ મનોવિકાર ઘણું કરી સર્વ જનોને વિદિત હોય છે. પરંતુ એ વ્યાપારને જ્યારે સ્વેચ્છા પ્રમાણે ચાલવા દેઇએ, ત્યારે માણસનું કર્તવ્ય એક બાજુ પર રહી, મહા ભયંકર પરિણામ પેદા થાય છે.

એટલા સારૂં કામ ક્રોધાદિ ષડ રિપુને પોતાને વશ કરવા જોઇએ.

વળી એ વિષે એવું છે કે માણસને જેનું જેછે તે કેવળ પોતાના સુખને સારૂં છે તેમ નથી; પરંતુ તે બીજાના સુખને સારૂં છે. અને તે બંન્ને પ્રકારના સુખ સંપાદન કરવાને પોતાનાં દુર દુરનાં જુદાં જુદાં સઘળાં કર્તવ્ય કર્મ કરવાનાં હોય તેટલો પ્રયત્ન કરવો જોઇએ, કર્તવ્ય કર્મનો અંકુર મહા ઉગ્ર છે. માણસ રાજા હો કીંવા રંક હો, સધન કીંવા નિર્ધન હો, સ્ત્રી કીંવા પુરૂષ હો, ઘરમાં કીંવા બાહાર હો, અંધારામાં કીંવા અજવાળામાં હો, પરંતુ જ્યાં હશે ત્યાં તેને કર્તવ્ય કર્મ લાગેલું છે. અને તે તેને કરવું ઘટિત છે તેમાં અંતર પડયું એટલે તેના પ્રમાણમાં અને તે માણસના સ્વતઃના સુખમાં અને તેના માણસના સંબંધના સુખમાં અંતર પડશે, તે કદાપી સ્પષ્ટ દેખાશે નહીં. પરંતુ જ્યારે દેખાશે ત્યારે આ સ્રષ્ટીક્રમનું જમા ખર્ચ વિધાતા

એ કરી મુકયું છે. તેમાં કદાપી ન્યુનાધિકપણું થશે નહીં એ નિશ્ચય પૂર્વક સમજવું, માણસ એક હોય છે પરંતુ તેની પાસે નિતિ પુષ્કળ હોય છે. તેના સગપણ સંબંધમાં તેનાં કર્તવ્ય કર્મ જુદાં જુદાં હોય છે. તે તેણે યોગ્ય રીતે બજાવ્યાં, ત્યારેજ તેના પરિવાર પાસેથી સુખ થાયછે તે સિવાય થતું નથી, જુઓ કે—

એક પુરૂષ છે તેને એક સ્ત્રી અને એક છોકરો છે. ઉદર પોષણ સારૂ વ્યાપાર કરવો પડે છે. એવા પુરૂષને પોતાની સ્ત્રીથી એક પત્નીવ્રત પ્રમાણે વર્ત્તી તેની સર્વ પ્રકારે સંભાળ કરવી જોઇએ, તથા સંતોષ રાખવો જોઇએ, છોકરો છે તેનાથી ઘણીજ પ્રૌઢતા, ઘણોજ પ્રેમ અને આપણા વિષે પુજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય એવા પ્રકારે વર્તી મોટપણમાં તેનું કલ્યાણ થાય, એવી ઉત્તમ શિક્ષા આપવી જોઇએ. વેહેપારના સંબંધમાં જે ગ્રાહાકો હોય, તેની સાથે પ્રમાણીકપણે અને મમતા રાખી પરિપુર્ણ સંતુષ્ટ રાખવાં જોઇએ. ત્યારેજ તે છોકરાથી અને તે ગ્રાહાકો પાસેથી સુખ પ્રાપ્ત થાય. એ કામ કાંઇ સેહેલુ નથી, કર્તવ્ય કર્મ કરવાનું કહ્યું એટલે માણસે પોતાનું સઘળું તન, મન અને ધન અર્પણ કરવું જોઈએ. તેમાં કસર રાખવાથી કાંઇ કામ આવે નહીં.

યુદ્ધ પ્રસંગમાં સિપાઈ હોય, તેણે પોતાનું સઘળું લક્ષ પોતાના અન્નદાતા તરફ રાખી, તેની આજ્ઞા પ્રમાણે કેવળ બીન કસુરે ચાલવું જોઇએ. ત્યારેજ તેણે પોતાનું કર્તવ્ય કર્મ બરાબર બજાવ્યું કહેવાય, અને ત્યારેજ તેને યશપણ મળે.

## ઉદાહરણ

એક ખેડુત છે, તેને લોકોની મરજી પ્રમાણે ચાલ-વાનું નથી, એમ લોકો કહે છે અને તે પુષ્કળ અંશે વ્યાજબી પણ છે. પરંતુ ખેતર વખતે વખત ખેડીને ઘાસ વિગેરેનાં મુળીઆં કાઢી નાખી ખાતર અને માટી એક કરી કેવળ સ્વચ્છ કરવું જોઇએ; અને વખતે વખત વાવેતર કરવું જોઈએ; બાદ વગડાનાં ઘાસ કાઢી નાખી રોપને ઉધઇ વિગેરેનો ઉપદ્રવ થતો હોયતો તેનો નાશ કરવો. વિગેરે પોતાની માહીતી પ્રમાણે યથાયોગ્ય તજવીજ કરવી એ તેનું કર્તવ્ય છે તે કરવાને પોતાનું તન મન અર્પણ કરવું જોઈએ ત્યારેજ તેને તે ખેતર પાસેથી સુખ પ્રાપ્ત થાય.

માણસને સુખ જોઇએ છીએ. તે પોતાનાં કર્તવ્ય કર્મ બજાવ્યા સિવાય બરોબર મળતું નથી. ત્યારે માણસે પોતાનું કર્તવ્ય કર્મ યથાસ્થિત કરવું જોઇએ, એ ઉઘાડું છે.

હવે કર્તવ્ય કર્મ કરવાને કયું સાધન જોઈએ? તેનો વિચાર કરવાનો છે; સર્વ સાધન કરતાં સત્ય એ એક મુખ્ય છે. તુલસીદાસ જેવા અવતારિક પુરૂષ સત્યને અનુસરવા કબુલ કરે છે—કહેછે કે.

**सतीया सत मत छोरिओ, सत छोरे पत जाय.**
**सतकी बांधी लक्ष्मि, बहुरी मिलेगी आय. ॥१॥**

કર્તવ્ય કર્મ કરવાને ઉપર કહેલું સાધન બસ છે. સત્ય એ ઇશ્વરી મહત્વનો અંશ છે. અને તે સર્વત્ર વ્યાપી રહેલો છે. તે માણસના અંતઃકરણમાં હમેશાં જાગ્રત હોય છે.

તેને કોઈ કોઈ મન દેવતા કીંવા આત્મારામ પણ કહે છે. તે માણસને ખરૂં શું? ખોટું શું? કરવું શું? ન કરવું? વિગેરેની બરોબર સૂચના કરે છે, તેને ધોરણે માણસ ચાલે છે. અને પોતાની ધારેલી કામના પુર્ણ કરે છે.

એ બધુંએ ખરૂં છે. અને તેનો થોડો ઘણો અનુભવ પ્રત્યેક માણસને હોય છે માટે આ ઠેકાણે વિવેચન કરતો નથી. પરંતુ માણસનો સ્વભાવ ઘણોજ વિલક્ષણ હોય છે. તેનું વલણ સારા કરતાં નઠારી બાબત પર ઘણું દોડે છે. દેશાટનાદિ ઘણાં કામો ફાયદા ભરેલાં છતાં અને દેશને ઘણુંકરીને સારી સ્થિતિમાં આણવાને મુખ્ય સાધન રૂપ છતાં રા. સા. મહિપતરામ રૂપરામને દેશાટણ કર્યા બાદ કેટલું સોસવું પડયું? જ્ઞાતી ભાઇઓની હઠીલાઇ તેમને અને તેમના મિત્રવર્ગને કેટલું નડી? એ આપણે ખુલ્લી નજરે જોયું છે. એવી સ્થિતિ થવા મુજે માણસના કર્તવ્યકર્મ સંબંધીઉપદેશના બે ભાગ કરી શકાય. એટલે કયા કામ કરવાને કહેલું એ પ્રથમ ભાગ. કયું કામ કરવા ના કહેવી એ બિજો ભાગ. આમાંના બીજા ભાગનું વિવેચન કરવું ઘણુંજ દુર્ઘટ છે. અને તે અતિશય લાંબુ છે. એટલે એવું કે પૃથ્વિના પડ ઉપર જે જે પદાર્થો છે, તેમાંથી માણસે કયો કયો ઉપયોગમાં લેવો એનું જ્યારે કોઈ માણસ સ્મરણ કરાવે ત્યારે તે બંધ થશે કે શું ? તેવીજ રીતે માણસને ન કરવાનું કહેવું એ કામ પણ બહુ કઠણજ છે. અને તેનો નીકાલ પણ થવાનો નથી. માણસના હીતને સારૂં જેણે અવતાર ધારણ કર્યો છે એવા મહાન સાધુ પુરૂષો આપણને કહેછેકે-

## ચોપાઈ. ( સામળ ભટની. )

વાટ પુછ્યા વિણ જાવું નહી; ફળ ઓળખ્યા વિણ ખાવું નહી;
પૃથ્વિ પર વસ્તુ પડી હોય, કદી હાથ લેવી નવ જોય. ૧
કપટ જરા નવ ધરિયે પેટ, અતી વાદમાં સુખ નહિં નેટ;
કુળ હિણી કાન્તા નવ વરો, પૈસો શુભ ધરમે વાવરો. ૨
વિચાર વિણ વદીએ નહીં બોલ, કરીએ સૌ જનનો શુભ તોલ;
દ્રષ્ટી પરનારી પર તજો, હેત ધરી ઇશ્વરને ભજો. ૩
આ જીવિકા સંભાળી સદા, દિન જનને દુખ નવ દ્યો કદા;
પાપે નવ ઉપજાવો ધન, દયા સર્વદા ધરવી મંન. ૪
નિંદા દ્વેષ રહિત ચિત કરો, જુગટે ધન દારા નવ હરો;
વિદ્યાભ્યાસે સમજી સાર, કરજો સુખીઓ સૌ સંસાર. ૫

## कवि अनंत फंदी. ( દક્ષણ દેશના )

लंडे गुंडे हिरसे टट्टु, याची संगत करुं नको; ॥
नर देहासि येउनी माल्या, दुष्ट वासना धरुं नको ॥
भंगी चंगी बटकी सटकी ह्यांचा मेळयात बसुं नको॥
बिकट वाट वहिवाट नसावी, धोंपट मारगा सोडुं नको॥
संसारा मधी ऐस आपल्या, उगाच भटकत फिरूं नको॥
चल सालस पण धरुं निखालस बोला खोटया बोलुं नको॥
परधन परदार यांस पाहुनी, चित्त भ्रमुं हे देउ नको॥
अंगी नम्रता सदा असावी, राग कुणावर धरुं नको ॥
नास्तिक पणांत शीरुनी कुणाचा, बोल आपणां घेऊं नको

भली भलाइ कर पण कांही; अधर्म पंथे शीरुंनको. ॥
॥चाल॥ आइ बापावर रुसुनको।दुर अैकला बसुं नको ।
व्यबहारा मधी फसु नको, कधी रिकामा असुनको
परी उला ठाली भलसा भलसा पोटासाटी करुंनको ॥
लंडेगुंडे.

એ રીતે દક્ષણુ દેશના તેમજ આપણા ગુર્જર કવિઓ બોલે છે; નવી અને જુની કહેવતો પુસ્કળ મળી આવશે પરંતુ તે પ્રમાણે વર્તવું એ બહુજ કુધૅટ છે. હવે કકર્તવ્ય કર્મના સંબંધમાં ઉપદેશનો બીજે ભાગ બાકી રહ્યો. તે આ નિબંધમાં પુષ્કળ છે, ધર્મપુસ્તક, નિતિશાસ્ત્ર, સ્મૃતિઓ વિગેરેમાંથી પુષ્કળ ઉતારા મળી આવશે (આ બાબતના ) રામદાસ સ્વામિ સરખા પણ નિચે પ્રમાણે કહે છે. ( ભાવાર્થમાં )

ગીતી.

આપણુ કરાર્યો અન્યથી, તેથી કરિને ઉછિનું સૌ દેવું;
દુખિ કરવાથી જનને, આપણી જાતે સદા કષ્ટ સહેવું. १
સમાધાનથી છે સુખ, મૈત્રિ મૈત્રિ સદા સ્નેહ સૌધે;
ક્ષણુમાં તોડે તુટે, સારી પણુ તે પછી નહીં ઔધે. ૨
સુખી બિજાને કરવો, તેથી કરીને સદા સુખી થઇએ;
કષ્ટ બિજાને દેતાં, આપણી જાતે સદા કષ્ટ સહિએ. ૩
ઓળખી ઓળખી સાધો, બુદ્ધિથી રૂડો અપૂર્વધો બોધ;
નિતિ પંથેથી રોકો; હિતમાં કરતો સદાય પ્રતિરોધ. ૪

પ્રાતઃકાળે ઉઠી, શુભ કર્તા નિત કરોજ અભ્યાસ;
યથાશક્તિ ઉપદેશો, કરવા કેરો કરો સુમધ્યાસ. ૫
જેવું જનમાં બોલો, મનમાં તેના કરો સદા તોલો;
તે પરમાણે ચાલો, એહ વાત સૌ સદાય ઉર તો લો. ૬

( નવનીત ભાષાંતર ).

બસ થયું હવે; પંડિત શિરોમણીનાં જેટલાં કવનો દાખલ કરીશું, તેટલાં થશે. માણસે શું કરવું ? એનું તાત્પર્ય મેં મારી અલ્પમતી મુજબ કહી સંભળાવ્યું. એમાં સામાન્ય રીતીએ આપણાં કેવળ કર્તવ્ય કર્મ કરવાનાં કહ્યાં; એટલે આપણાથી જેવી રીતે ચલાય તેવું ધારીએ તો ચાલી શકાય; એમ મનમાં રાખી, નિરંતર તે પ્રમાણે ચાલતા હોઈએ તો આપણો પગ સહસા કુમાર્ગે જશે નહિં. એનું કારણ એવું છે કે આપણાથી મર્યાદા, નિર્લોભતા, ગરીબી, પ્રમાણિકપણે અને પરોપકાર બુદ્ધિથી ચાલવું, એવી પ્રત્યેક નરની ઇચ્છા હોય છે. અને એ ઈચ્છા પ્રમાણે જ્યારે આપણે ચાલ્યા, ત્યારે કદાપી કાળે માણસના મનમાં પાપ ભરાશે નહી. અને તેના હાથથી જેટલાં કર્તવ્યકર્મ થવાનાં હશે, તેટલાં થશે એ સહજ ઉઘાડું છે.

જે વસ્તુ એક જગા પર છે તે જગા પર બીજી વસ્તુ આવી શકતી નથી. એવો પદાર્થવિજ્ઞાનનો નિયમછે. તે પ્રમાણે યાવત્ કાળ પર્યંત માણસનાં તન, મન સારા કામે રોકાયલાં છે, ત્યાંસુધી તેના અંતઃકરણમાં ખોટી કલ્પના કદાપી આવનાર નથી. અને તેના હાથથી ખોટાં કામ પણ થનાર નથી.

હવે કર્તવ્ય કર્મનો એક બીજો વિચાર છે, તે એવો કે આ જગત મધ્યે એક માણસની પાસે ઘણા પ્રકારના સંબંધ હોવા મુજબ તે યોગ્યથા તેને તેટલાં જુદાં જુદાં કર્તવ્ય કર્મ કરવાં પડે છે. તે વિષે એક નાનું ઉદાહરણ આપુછું તે એ કે, સઘળાં કર્તવ્ય કર્મ કરવાં એ તેનો ધર્મ છે. પરંતુ તેમાં ઊંચ નીચના સંબંધનો પુષ્કળ ભેદ રહેલો છે. એકાદ માણસના અંતઃકરણમાં તેનું એકાદુ કર્તવ્ય એટલું ભરાઇ જાય છે કે તેની પાછળનાં બીજાં કર્તવ્ય કર્મ કેવળ ઢંકાઇ જાય છે. અર્થાત્ તે એક કર્તવ્ય કર્મનો ભક્ત થાય છે તેજ મિશાલે બાકીનાં કર્તવ્યકર્મની અપકીર્તિ તેના હાથથીજ થાયછે–

### ઉદાહરણ.

સોક્રેટીસ અને તુકારામ બાવા એમને લગ્નની બાઈડી હતી, તેનાં આચરણ સારાં હતાં. તેના સંબંધમાં તેને જે કર્તવ્ય કર્મ કરવાનાં હતાં, તેની તેના પુરૂષોને ખબર ન હતી, તેવું નહોતું. પણ તે કરવાને તેઓ શક્તિમાન હતા. અને તે પ્રત્યેક કર્તવ્ય કર્મ બજાવવાને જાણીતા હતા. તેમની સ્ત્રીઓ તેના ઇતર સંસાર સારૂં પુરૂષ પ્રમાણે ચાકરી કરતી હતી. પરંતુ તે કર્તવ્ય કર્મ સિવાય અધિક યોગ્ય એવાં કર્તવ્યકર્મથી તેમનાં ચિત્ત વિંધાએલાં હતાં, ઈશ્વર ભજન કરવું એ તેમનું મુખ્ય કર્તવ્ય કર્મ હતું. તેથી બાકીના તેને કેવળ ક્ષુલ્લક લાગતાં હતાં. એટલે તેના હાથથી ઇશ્વર ભક્તિ ઉત્તમ પ્રકારની થતી હતી. અને બાકીના વિષે તેમને કાંઈ નવાઇ લાગતી નહોતી.

એવે પ્રકારે એકાદ કર્તવ્ય કર્મ વિષે માણસની અતિશય આસક્તિ ઉત્પન્ન હોવી, એ અંતઃકરણની વિચિત્રતાનું ફળ છે. પરંતુ તેવું થયા સિવાય કર્તવ્યકર્મની પુરણતા કીંવા નિદાન ઉન્નતી થતી નથી એવુ દેખાય છે. આ આસકિત કેટલી છે? તે તેની તરફથી અપકીર્તિ, ભય, અને દુઃખ સહન કર્યા સિવાય કળાઈ આવે છે.

જ્યારે તુકારામ બાવા અને સોક્રેટીસની બાયડી પોતાના ધણીને શબ્દ બાણ મારતી હશે, ત્યારે તેમનું મન કેટલું ઘાયલ થતું હશે ? સોક્રેટીસની બાયડીને એક વખત ઘણી રીસ ચડતાં કેટલીએક ગાળો દીધી. છેવટે તેના શરીર ઉપર ખાળનું મેલું પાણી રેડયું. ત્યારે તે બોલ્યો કે "મેઘ ગર્જના થયા પછી વૃષ્ટી થવી જોઇએ." તે આ વખતે થઇ તેથી મારૂં મન શાન્તિ પામ્યું. અહઃ આ શાન્તિ કેવા પ્રકારની કેહેવાય ? વળી તુકારામ બાવાના પ્રતિપક્ષિઓએ જ્યારે પાણીમાં વિષ નાખી પાવા માડયું ત્યારે તેના ચેલા ભયથી સકંપ રૂદન કરવા લાગ્યા. તુકારામ બાવા બોલ્યા કે બાપુ ? અમસ્તા રૂદન કરી નેત્રને વ્યથા શું કરવા કરોછો ? અંતઃકરણ શું કરવા બાળોછો? હવણાં મારી અવસ્થા બહુ થઇ છે. જ્યારે પાણીમાં નાંખેલું વિષ આજ મારે પીવું ન પડે તો, મારૂં મરણ થોડા દિવસ પછી પણ ચુકવાનું નથી—એમ કહી વિષ પ્રાશન કરી, શાન્તિ ધારણ કરી મરણ પામ્યો.

લોર્ડ મેયો સાહેબ અંદામાનના બેટમાં કેદીના હાથનું

ત તપાસવા ગયો. ત્યાં તેને એક ખુની કેદીએ છરો મારી પ્રાણ લીધો. તે ખબર તેના પુત્રને મળતાં તેણે તાર ક-ર્યો કે. " તારા કરેલા અપરાધની બક્ષિસમાં પરમેશ્વરની હજુરમાં માફી મળજો " આ કેવી ક્ષમા કહેવાય ? આ-પણા લોક મધ્યે કાશી ક્ષેત્રમાં જઇ કર્વત મુકાવી પ્રાણ ત્યાગ કરવાનો રિવાજ પૂર્વે ક્લેશથી વેષ્ટીત થએલાં અતિ વૃદ્ધ અને અતિ દુઃખી માણસોએ કરેલો કહેવાય છે. અને ત્યાં જઈ જે મરણ પામે છે, તે મહાભાગી કહેવાય છે. એનું મુળ બીજ શું છે ? એનું મૂળ બીજ એજ છે કે ત્યાં જઇને મરવું એ આપણા કર્તવ્ય કર્મમાંનું એક અ-ત્યુત્તમ છે. એવું તેણે મનમાં ધારણ કરેલું તેથી તે થાય છે. સારાંશ એ છે કે આપણે મનમાં ખાત્રી પૂર્વક અવ-શ્ય જાણવું જોઈએ, એટલે સર્વે મનોવિકાર કેવળ ક્ષુલ્લક થાય છે. તેથી પુષ્કળ સારાં કામ થાય છે.

પોર્તુગીઝ વાહાણવટી વાસ્કોડીગામા જ્યારે હિંદુ-સ્થાનમાં આવવા નીકળ્યો ત્યારે તેના સોબતીઓએ. તથા મિત્રોએ તથા સભાસદોએ ધારેલો હેતુ પાર નહી પડે એમ ધારી તેને અટકાવવા માંડયો, પરંતુ તેણે હિંદુસ્થા-નમાં આવવા નિશ્ચય કર્યો હતો, તેથી તેણે આપણા દેશ-માં આવી રાજ સંપાદાન કર્યું. એ કર્તવ્ય કર્મની પુર્ણતા.

નામાંકિત નેલસન સરદાર મહા શુરો હતો. ટ્રાફ્લ ગારની મોટી લઢાઇમાં મહાકારી જખમ તેને લાગ્યા હતા. તે એટલે સુધી કે તેને જીવવાની આશા બીલકુલ નહોતી.

પરંતુ જ્યારે પોતાના પક્ષનો જય થયો સાંભળ્યો ત્યારે તેણે પોતાનું દુઃખ થોડી વાર વિસારી બોલ્યો કે, હે! પરમાત્મા, તારૂં સદા કલ્યાણ હો, તારા ઉપકારનો બદલો મારાથી કેમ વળશે? મારી એક જીભે તારી કયે રસ્તે સ્તુતિ કરૂં. મારૂં કર્તવ્ય તેં પરિપુર્ણ કર્યું, તેથી તારો સદા આભાર માનુંછું. આવી રીતે જેનું ચિત્ત દેશ લાભ, નિમક હલાલી, અને પરોપકાર કરવામાં રોકાયું છે, તેનો સદા જય પ્રસરે છે–

સગાના સંબંધમાં સ્થિતિ બદલાતાં અને સ્થિતિ પરત્વે તેનાં કર્તવ્ય કર્મ જુદાં જુદાં હોય છે. તે તેણે માણસના વ્યવહાર રિતિ પ્રમાણે બજાવ્યાં એટલે કર્તવ્ય કર્મની યોગ્યતા તે પર જાતે જોઈ રહેતી નથી, ત્યારે તેની યોગ્યતા માણુસની સ્થિતિ પરત્વે કાંઇ જુદી થાય છે.

## ઉદાહરણ.

પરમેશ્વરની ભક્તિ કરવી એ જેવું કર્તવ્ય કર્મ છે. તે કોઇપણ પ્રકારના અને કોઈપણ જાતના અને કોઇપણ સ્થિતિના માણસને અવશ્ય છે. તેની બરોબરી કરનારૂં બીજું કોઇપણ કર્તવ્ય કર્મ નથી એ વાત ખરી છે. પણ તેના જોવા બાબતમાં કાંઇપણ હદ હોવી જોઇએ. વખતે વખત ખેતર ખેડવું એ ખેડુતનું કામ છે. લાકડાનો સામાન તૈયાર કરવો એ સુતારનું કામ છે. છોકરાનું સાંગોપાન કરવું એ તેની માતાના હાથમાં છે. રણ સંગ્રામમાં શત્રુનો પરાભવ કરવો એ મહાશૂરનું કામ છે. સારી રીતે

રાજ્ય ચલાવવું એ રાજાનું કામ છે. આ બધા કામ કરતાં વધારે શ્રેષ્ટ અને જન્મનું સાર્થક કરનારૂં ઇશ્વર ભક્તિનું કામ અધિક કલ્યાણ કર્ત્તાછે. માટે બીજાં બધાં કામ એક બાજૂપર મૂકી આ જગતનાં તમામ માણસ ઈશ્વરોપાસના કરવા તત્પર રહે ત્યારે આ દુનિયાનો વ્યવહાર શી રીતે ચાલશે? પાણીપતના મેદાનમાં પૃથીરાજ ચહુઆણની ઝપાઝપીમાં પોતાના યોદ્ધઓને શું કહ્યું હતું ? અને ચંદ બારોટે કેવી રીતે શૂર ચઢાવ્યું હતું? સારાંશ એ છે કે સ્થિતિ પ્રત્યે માણસે પોતાનું કર્તવ્ય કર્મ યથાશક્તિ બજાવવું જોઇએ, તેમાં ભીન્નતાથી વર્ત્તે તો તે પોતાના કર્તવ્ય કર્મથી ચ્યુત થયો કહેવાય. એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે માણસ ગમે તેવી ઉંચ નીચ સ્થિતિમાં હોય તોપણ તેની પાછળ કર્તવ્ય કર્મ લાગેલાં છે તે ચુકતાં કાંઇ કામ ન આવે. જ્યારે તે ચુક્યો ત્યારે તે અધમ સ્થિતિને પાત્ર સદ્ય થવાનો. આવી પ્રકારના તમામ વિચારથી આપણા આર્યજનો તરફ નજર કરીએ તો તેની દશા કેવી છે?

એક દક્ષિણી કહેછે--**कार्य करावे बाबा आमचे घरीं जेव्हां पंक्ति बसती होती तेव्हां तीनसें पतावळी पुरी होत नव्हती. आणखी सव्यामण मीरची लागत होती, आतां आह्मीं फार दिनस स्थितिवर**

**आल्या मूले तीन चार पत्रावळी आणखी पावशेर मीरची पुरतात !!**

વાણીયો કહેછે—અમારી ન્યાતમાં કોઇ મહાજન જમાડતું ત્યારે એંશીમણ ભજીઆં જોઇતાં હતાં. અમારી ન્યાત ગરીબ થઇ ગઇ તેથી ફકત દશમણ ભજીઆં જોઇએ છીએ !!

નાગર બ્રાહ્મણ કહેછે કે-અમારો નાગરવાડો સાતસેં ઘરનો હતો. મરી પરવાર્યા તથા ઉચ્છેદીઆં થઇ જતાં સો-ઘર પર ન્યાત આવી રહી છે. જ્યારે કચ્છોદી બંદ જમતા ત્યારે સંવત ૧૯૦૭ની સાલમાં ત્રણસેં બ્રાહ્મણ થયા હતા. પરંતુ હાલમાં સવામણ લોટમાં સમાધાન થાય છે !!

ખેડુત કહે છે કે ભાઇ શી વાત કહું ? મારા બાપદા-દાને ચારસેં વીઘાં જમીન હતી. પણ અમે પારકે ઘેર મજુરી કરી પેટ ભરીએ છીએ; અમારી ભાલડાની પાટી વાળા ખેતરમાં અગણોતરા કાળમાં સીતેર કળશી જાર થઇ હતી. હાલમાં દશ કળશી પણ જાર થતી નથી. !!!

અરે ! કાળનું શું પરિબળ છે ! દેશની, માણસની અને પૃથ્વિની સ્થિતિમાં કેટલો બધો ફેરફાર થયો ? જુઓ કે આપણા દેશને પરદેશી લોકોએ ઘેરેલો છે. રાજ્ય બળ રહ્યું નથી. જેના પૂર્વજો આકાશને પૈસાના પ્રબળે લાત

મારતા હતા- તેને આજ સહુ કોઈ તુચ્છ અને ઘેલામાં ગણે છે–

જે હાથીની અંબાડીમાં બેસી "બડે જાઓ મેહેરબાન સલામ. આસ્તેકદમ રૈયતકેપર નીઘા રખો, ખમા દોલત જાદા" એવી સાહ્યબી ભોગવતા હતા, તેના પુત્રો હાલમાં અંબાડી ઝાલીને ફરે છે. જેના ઘરમાંથી હમેશાં સોનાનો ધુમાડો નિકળતો હતો, તેના પુત્રો ધાન્ય ધાન્ય કરતા ભટકે છે. પરદેશની કારીગરી વધી અને આપણા દેશમાં એનાં પગલાં થતાં માલ સ્વચ્છ અને સોઘો વેચાવા લાગ્યો.' એટલે સોધું ભાડું અને સિદ્ધપુરની જાત્રા " એ કહેવત પ્રમાણે સહુકો ખરીદવા લાગ્યા. સર્વે વ્યાપાર પરદેશી લોકોએ વ્યાપિત થએલો છે. કવિશ્વર દલપતરામ કહે છે કે,

દંડક.

હુનર હજાર ફોજ પ્રેરી પરદેશી લોકે;
લીધો હિંદુ દેશ લુંટી ખ્યાત થૈ ખરેખરી.
થાય ન ઉપાય કશો લોક હાય હાય ગાય;
મનમાં મુઝાય વાત જાય નહીં ઉચ્ચરી.
પૈસાનો જ્યાંથી પેસાર બહુ થયાં બંધ દ્વાર;
આળસ અપાર અનુદ્યોગ હાથી એકરી.
એજ ગજરાજ કુંભ કાપવાને કાજ આજ;

જોઈએ જરૂર હઠીસીંહ સીંહ કેશરી.

**વસંત તિલકા.**

ચોરી મહીં ચિત વળ્યાં બિનરોજગારે,
વ્યાપાર આફત ઘણી જન ચિત્ત મારે;
આજે કરે ખસુસ નોકરીનાજ જાપો,
રે દેશિકારિગરને અતિ ધૈર્ય આપો. ૧
આગે નહીં જન કદી બિનરોજગારી,
તેથીજ વાણું'તરની હતી ભીડ ભારી;
આજે કરે ઉદ્યમ વિણુ વડા વિલાપો,
રે દેશિકારિગરને અતિ ધૈર્ય આપો. ૨

કવિ આદિતરામ,

પેટ ભરવા સારૂં "જેના મોં સામુ' ન જોતાં તેને ઘેર આજ હજારો ફેરા ખાવા પડે છે." અને નહીં સહન થાય તેવું' અપમાન સહન કરવુ' પડે છે. સ્વધર્મની ફજેતી થાય છે. ધર્મ ઉપરથી શ્રદ્ધા ઉઠી ગઇ, સ્વતંત્રતાની પાછળ સંતાઇ જઇ ગમે તે ગમે તેવું કરે છે. મદ્યપાનાદી દુર્વ્યસનની વૃદ્ધિ થતી ગઈ. ઐકયતાનું બીજ કોઇ ઠેકાણે જણાતું' નથી, રજવાડામાં ફાટાફુટ થઇ ગઈ, પરદેશી લોકોએ પગ પેસારો કર્યો અને પ્રેમનું સાતડેસાત થઇ ગયું?

સ્વદેશાભિમાન જણાતું નથી. જાત્યાભિમાન પણ ક્યાં ગયું? સત્યાભિમાન જે કે આ નિબંધનું આદી બીજ છે તે પણ દેખાતું નથી. એવી એકંદર સ્થિતિ આ દેશની થઇ ગઇ, તે જો દિવસે દિવસે વૃદ્ધિ પામતી ગઇ તો, કાળે કરીને આ દેશની સ્થિતિ કેવળ ભયંકર થઇ પડશે. અને હિંદુસ્થાન એ નામ નહીં હતું તેવું હવે પછીની પ્રજાના જાણવામાં આવશે—આ સ્થિતિ કેવળ ખેદકારક છે, જે દેશ મધ્યે આપણે નિર્માણ થયા છીએ, તે દેશની ભયંકર સ્થિતિ આપણે નજરે જોવી, અને તે સુધારી યથાશકિત કાંઈ પણ પ્રયત્ન ન કરવો, એ વાત ધનાઢ્ય દેશદાઝુ અને વિચારશિળ પુરૂષોને અત્યંત લજ્જાસ્પદ અને હૃદયભેદક છે. એવે પ્રસંગે આપણા દેશના સંબંધે આપણાં કર્તવ્ય કર્મ ક્યાં છે, એ સર્વ જાણવું જોઈએ, અને તે કરવા વિષે પોતાના ફાયદા તરફ દુર્લક્ષ કરીને, પોતાની પરાકાષ્ટા કરવી જોઇએ. આ સંબંધમાં જે કર્તવ્ય કર્મ છે તે આવડે કીંવા ના આવડે, સુખ કીંવા દુઃખ થાય. યશ મળવાની ખાતરી હોય અથવા ન હોય, તોપણ તે અવસ્ય કરવાં જોઇએ; જે દેશ મધ્યે આજ દિવસ સુધી ઉત્તમ સ્થિતિ ભોગવી, અને તે દેશમાં એવે પ્રકારે પોતાનાં કર્તવ્યકર્મ બજાવનારા લોકો ઉત્પન્ન થયા અને પછી તેના ઉદ્યોગમાં ઉત્તમ ફળ આવ્યાં, એવું આપણા ઇતિહાસો ઉ-

પરથી સ્પષ્ટ દેખાય છે. તેનો વિચાર આપણે સૌએ કરવો જોઇએ.

ઠીક છે. અમારા ભરતખંડીઓએ પોતાનાં કર્તવ્ય કર્મ કરવાં જોઇએ, એ વાત ખરી છે. પણ તે કયા પ્રકારે કરવાં એ વિષે કાંઈ દિગ્દરશન હોવું જોઈએ–એવું કહેશે. તેમને મારી એટલીજ વિનતી છે કે તે વિષે વિગત હેવાલ કહેવા કરતાં, જેનો તેણે વિચાર કરતાં વિશેષ ખુલી ઉઠે છે, અને જેનાં તે કર્તવ્ય છે, તે તેના અંતઃકરણમાં અત્યુત્તમ અંકુર પ્રફુલ્લિત થાય છે, અને પછી તેના ઉદ્યોગમાં સારૂં ફળ આવે છે.

હવે આપણામાં કેવળ બાકી શું છે ? તેનો વિચાર કરવાનો છે. તે જ્યારે સુજ્ઞ માણસના જાણવામાં આવ્યું ત્યારે તે ઉપર કહ્યા પ્રમાણે સુચના કરવા જરૂર રહેતી નથી. તોપણ તે માંહેની સૂચના કરવા હું ભુલીશ તેમ નથી. તે માંહેલી સર્વોત્તમ અને ઘણા મહત્વની વાતએછે કે આપણે આપણા દેશી જનો પ્રત્યે અધિક પ્રેમ ધરવો જોઇએ. આપણા ઇતિહાસો ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આપણા દેશ મધ્યે આપણા લોકોની જે દૂર્દશા થઈ છે, અને પરદેશી લોકોનું જે કલ્યાણ થયું છે તે આપણા ખરા અંતઃકરણના પ્રેમના અભાવે કરીને થયું છે. જુઓકેઃ—

દીલ્લીના રાજ્ય કુળના માણુસોમાં જ્યારે પ્રેમનો નાશ થ-યો, ત્યારે સંવત ૧૨૫૯માં પૃથિરાજ ચહુઆણુની કેવી દુર્દશા થઇ? તેમજ તંજાવરના રાજ્ય કુળમાં રાજ્યનો અભાવ થયો ત્યારે વિક્રમ શકે ૧૮૦૪ દેવી કોટાનો કીલ્લો અને બુ-ન્નાળનો મુલક ઇંગ્રેજોના હાથમાં આવ્યો હોત કે શું ? બંગાળાના નવાબ સુરાજઉદવલ્લા અને મીરજાફર વચ્ચે એક સંપ હોતતો ઇ. સ. ૧૭૫૭માં પ્લાસીની લડાઇ ક-રવા વખત આવ્યો હોત કે શું ? અને પ્રાંતના રાજ્ય વ-હીવટ સારૂં માથું ખોસવા વખત મળ્યો હોત કે શું ? રા-ઘોબા દાદા એમણે પોતાના ઘરનો કલહ ઘરમાં સમાવ્યો હોત અને પેશવાઈ મેળવવા સારૂં અંગ્રેજોની મદદ માગી ન હોતતો આજ પેશવાઈનું મૂળ નિર્મૂળ થાત કે શું ?

આપણી જે દુર્દશા થઇ છે, તે આપણે હાથેજ થઇ છે, એમ કહેવાને કાંઇ શંકા ધારવા જેવું નથી. મતલબ કે અંતઃકરણનો પ્રેમ અને શૌર્ય એ બે બી આપણા દેહમાં વાવેતર થએલાં હોવાં જોઇએ. પણ તે ક્યાં છે? કે દેશની દશા સુધારા પર આવે.

પ્રથમતો આપણા દેશના વેહેપારને સુધારવાની જરૂરછે. [illegible] ગરીનરી છે. આપણા કારીગરો મહા મહા મેહેનત કરી પોતાનો [illegible] પગ

ઘસતા મરી પણ જાય છે. એનું ખરૂં કારણ તો એજ છે કે, તેનો કરેલો માલ મોંઘો વેચાય છે. પરદેશી કારીગરી નુ પ્રબલ થવા મુળે સારો અને સોંઘો માલ મળે છે. એ-ટલે આપણા કારીગરનો કરેલો માલ ખપે નહીં. જ્યારે માલની ખપત થાય નહીં. ત્યારે ખોટ ખાઇને જ્યાં ત્યાંથી પૈસા ઉપજાવવા જોઇએ. જે પૈસા ઉપજ્યા તે ખાતેદારને ત્યાં ભરાયા. સરવાયું જોતાં મુડીમાં ખોટ સિવાય વ્યાજ. એ રીતે કારીગરોનો વિનાશ કાળ થતાં આપણી કારીગરી નાશ પામી છે. તેનો જીર્ણોદ્ધાર કરવાને કોઇ વિરપુરૂષોનું ઝુંડ બાહાર પડે અને નિશ્ચય કરેકે જ્યાં સુધી સ્વદેશનો માલ મળે ત્યાં સૂધી પરદેશનો માલ ખરીદ ના કરવો. વળી આપણા કારીગરોને હુન્નર શિખવવા, તેમના પર પ્રેમ ધરવો, એકાદ વખત અજમાયશમાં બીગાડ થાય તો તેને ધારજ આપી, ફરીથી બનાવવા યુક્તિ કામે લગાડવી જોઈ-એ. પરંતુ એમ કરવાથી બસ થતું નથી. આપણે એક અધિકારી થયા કે વેઠમાં કામ કરાવવું. તેને મજુરીની આ-શા શું કરવા રાખવી જોઇએ? આવા પ્રકારે તેમના પર અસલનો જુલમ પવાના કારણથી બિચારા નિર્દોષ કારીગરો ભુખના દરદે મરણ પામ્યા. હાલ જે કરા શકે તેવા છે તે મરવાની તયારામા છ. આપણા ધામાં જોઈશું તો આ-

મ:કરણ

બે પૈસાની સાદી પાળીથી શાક સમારવાનું કામ ચાલે તેમછે તો પણ બાર આનાના મોટા ચાકુપર મોહ લાગેલો છે. આવા અનેક કારણને લીધે આપણા દેશની ખરાબી થઇછે.

હવે આ નિબંધ પુરો કરતાં આપણામાં બાકી શું છે ? તેનું પુનઃસ્મરણ કરાવતાં નિરંતર યાદ રાખવા જેવું છે.

૧ આપણામાં સંપ થવો જોઇએ.

૨ રાજ્ય કાર્યમાં આગળ પડવું જોઇએ.

૩ દેશી કારીગરી સુધારવી જોઇએ.

૪ દેશાટન કરવું જોઈએ.

૫ વિદ્યા વધારવી જોઇએ,

૬ સ્વતંત્રતા સંપાદન રાખવા ઊલટ રાખવી જોઈએ.

૭ સ્વદેશાભિમાન.

દીલ્લીનો તાજમેહેલ બનાવનારનાં કાંડાં કપાયાં હતાં, તેમજ ડભોઇનો કીલ્લો ચણનાર કારીગરને તે ગઢમાં ચણવામાં આવ્યાની દંતકથા ચાલેછે, ઈત્યાદીક નિયમો અંતઃકરણમાં યાદ કરી પોતાનું કર્તવ્ય કર્મ કરવા તત્પર રહી, દેશને, અને દેશના જનોને લાભ થાય તેવાં કૃત્ય કરવાં જોઈએ.

હારચંદ્ર, વિક્રમ, ભોજ ઇત્યાદિ રાજાઓ જ્યારે અમૂક મારૂં કર્તવ્ય છે અને તે કર્યા વગર નરદેહ મિથ્યા છે એવું પણ ધારણ કરી, અને જે દુઃખ પડયાં તે સહન કર્યાં

પણ પોતાનો ધારેલો હેતુ પાર પડયા વગર પાછા નફર્યા તેથી તેમનાં નામ સદા ચિરંજીવ રહી ગયાં છે.

હે પરમાત્માં આ નિબંધ પુરો કરતી વખત તને યાદ કરૂં છું. આ જગતનું તું પાલણપોષણ કરે છે, પરંતું તારે કોઇ ઉંચનીચનો સંબંધ રાખવો ઘટિત નથી. યૂરોપખંડ અને આ આર્યપ્રદેશ એ બંનેની દશા સરખાવીશ તો જે દેશમાં મારી જન્મ ભૂમી છે તે હાલ કેવી નિકૃષ્ટ સ્થિતિમાં છે? આ સર્વ અમારા અંતઃકરણના પ્રેમના અભાવે થયું છે એ હું ખાત્રી પૂર્વક સમજું છું, માટે તને નમૃતા પૂર્વક વારંવાર નમી નમી માગું છું કે પુનઃ સ્થિતિ સંપાદન કરાવી સદા કાળ તારો આભાર માનવા ને અમને ઓશીયાળા કર—



સ્વદેશ ભૂમી કાજે જેણે, દેહ કર્યા નિર્માણ;
તે ભૂમિને દુખમાં દેખી, લાજે ચતુરસુજાણ;
ફિકું મુખ દેખિને હો, દુખિ દિલ દેખીને હો. ૧
રામકૃષ્ણ ભડ ભોજ સરિખા. ઘૂમ્યાતા જે દેશ;
હાય હાલ હીજડાના જેવા, દૂર્બળ દેખું વેશ;
નહીં પરાક્રમી હો, નીરૂધમી હો. ૨
રાગા પાસે રંગ વખાણે, આપ પરાક્રમ પૂર;
બીકણ દીસે રણમાં જાતા. એવા લાખો શૂર;
હિંદુસ્તાનમાં હો, કહું છું સાનમાં હો. ૩
રંગ રાખવા રેડ કસુંબા, ચોરે લૈ ચોપાટે,
આ બગલું તે કોણે માર્યું. ગોથાં ખાતાં વાટે;
શુરી જાતમાં હો, નહીં કો નાતમાં હો. ૪
જે સમશેરે દેશ લીધેલો તે સમશેર કટાઇ;
મ્યાન માંહી છે કાષ્ટતણી એ, કાંતો ગઇ ખવાઈ;
એહ ભવાઇ છે હો, વિર્યનવાઈ છે હો ૫
આપ કળામાં નર પંકાયો, બીજાને નવ આપે;
એમ કળાસૌ નાશપામી છે, અદેખાઇને પાપે;
વિના સંપમાંહો, પડયા છે કંપમાંહો. ૬
એક માતને ઉદરે પાકયા, તેમાં કશી જુદાઈ;
તે નવ પામે કળા ચાતુરી, ભુંગળ વિનાં ભવાઇ.
આપણી થાય છે હો, કીમત જાય છે હો. ૧૦
સંપ વિનાનાં રાજ્ય ગયાં છે, કૌરવ પાંડવ જેવાં;

પેશવાઈ ગઈ મોગલી, શું દુખ જેવાં તેવાં;
વીર વીચારજો હો, પ્રજા સુધારજો હો. ૮

વેમતણું મૂળ ઉંડાંદાટી, દીધાં ખાડમાં નાંખી;
બાપ વડોવા કરતા તેવું, એમ કહીરે' સાંખી,
દુખના ઝુંડમાં હો, બળતા કુંડમાં હો. ૯

અરે આપણી કળા ચાતુરી, ગૈ પરદેશે ભાગી;
અલેક જગાવો ઘર બાળોને, બનો વીરલા ખાખી;
હાવે કાંઇ નહીં હો, બાકીએ રહી હો. ૧૦

દેશ હિતેચ્છુ બ્હાર પડેતો, મુરખ કહી મન રીઝે;
ન્યાત જાતમાં આડા આવી, અદેખાઇથી ખીજે;
કહીએ કેટલું હો, નિધિ દુખ જેટલી હો. ૧૧

દેશાટણમાં વિદેશજવા, ન્યાત તણો ડર મોટો;
મહિપતરામ તણો સૌ જોજો, કર્યો ફજેતો ખોટો.
ડંકો દેશમાં હો, વાગ્યો દેશમાં હો. ૧૨

થાય બળતરા ઉપર માટે, ફરજ અમારી બજાવી;
વૃજવૃંદે નાગરને સોંપી, રૂપ રંગ સોહાવી;
ઉમીયાશંકરે હો, બની નિઃશંકરે હો. ૧૩



# શુદ્ધી પત્ર.

| પૃષ્ટ | ઓળ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૨૩ | ગામે | કામે |
| ૧૧ | ૨ | ન કરવું? | ન કરવું શું? |
| ૧૨ | ૪ | કૈંળ | કુળ |
| ૧૨ | ૧૪ | प्राल्या | प्राण्या |
| ૧૩ | ૮ | કુર્ઘટ | દુર્ઘટ |
| ૧૩ | ૧૬ | સૌધે | સાંધે |
| ૧૩ | ૧૭ | બૌધે | બાંધે |
| ૧૪ | ૨ | સુમભ્યાસ | સુઅભ્યાસ |
| ૧૫ | ૩ | યોગ્યથી | યોગથી |
| બીજું ૧૭ | ૯ | પ્રત્યે | પરત્વે |
| ૧૭ | ૧૮ | पतावली | पत्रावली |
| ૨૧ | ૧૫ | કાષ્ટી | કાષ્ટા |
| ૨૧ | ૯ | સુધારી | સુધારવા |
| ૨૧ | ૧૧ | હ્રય | હૃદય |
| ૨૪ | ૨૦ | આ | |
| ૨૫ | ૧૧ | રાખવા | કરવા |
| ૨૬ | ૫ | કોઇ | કાંઇ |
| ૨૮ | ૧ | પેશવાઇ | પેશવાઇને |
| ૨૮ | ૫ | ભળતા | બાગતા |
| ૨૮ | ૧૨ | જવા | જાવા |
| ૨૮ | ૧૫ | ઊપર | ઉરમાં |

પચીસમે પૃષ્ટે યાદ રાખવાનાં સાત સ્મરણ પછી "દી-ક્ષીના થી ચાલેછે" ત્યાં સુધીનું એક વાક્ય ચોવીસમા પૃષ્ટે ઓગણીસમી લીટીમાં "પામ્યા" આગળ ટીકાનું ચિન્હ કરી વાંચવું.

